કોઈ વ્યક્તિ ત્યાં સુધી મુસલમાન નથી
થઈ શકતી જ્યાં સુધી

# કલ્મ-એ-તૈયિબહ

ઉપર તેનું ઈમાન ન હોય

# કલ્મ-એ-તૈયિબહ

لَا اِلٰهَ اِلَّااللّٰهُ مُحَمَّدٌرَسُوْلُ اللّٰه

ઈલાહ (પૂજ્ય) માત્ર અલ્લાહ જ છે, તેના સિવાય કોઈ ઈલાહ નથી અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) અલ્લાહના રસૂલ છે.



# કલ્મ-એ-તૈયિબહ

## لَا اِلٰهَ اِلَّااللّٰهُ مُحَمَّدٌرَسُوْلُ اللّٰه

પઢી લીધો તમે કલ્મ-એ-તૈયિબહ ! એ તો તમને યાદ હશે જ, યાદ ન હોય તો હવે યાદ કરી લો અને એનો અર્થ પણ સમજી લો. જ્યાં સુધી કોઈ વ્યક્તિ સમજી-વિચારી કલ્મ-એ-તૈયિબહ ન પઢે અને એ વાતો ઉપર શ્રધ્ધા ન રાખે જે આ પાક કલ્મહમાં કહેવામાં આવી છે ત્યાં સુધી તે મુસલમાન નથી થઈ શકતી.

## કલ્મહનો પહેલો ભાગઃ

આ કલ્મહના બે ભાગ છે.

### પહેલો ભાગ છે

# لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

અર્થાત્ ઇલાહ (પૂજ્ય) માત્ર અલ્લાહ છે અને તે એકાકી છે, તેના સિવાય કોઈ બીજો ઇલાહ નથી. આનો અર્થ એ છે કે, એ જ અલ્લાહ તમામ માનવોનો સાચો મા'બૂદ(પૂજ્ય) છે. સૌએ તેની જ ઇબાદત કરવી જોઈએ. તે જ સૌનો શાસક પણ છે. સૌએ તેના જ આદેશોનું પાલન કરવું જોઈએ. તેણે જ સમગ્ર સૃષ્ટિની રચના કરી છે. તે જ એનું સંચાલન કરે છે. સ્વામી અને શાસક માત્ર એ જ છે. પૂજા તેની જ કરવી જોઈએ અને તેના જ આદેશોનું પાલન કરવું જોઈએ. આ તમામ બાબતોમાં કોઈ તેનો ભાગીદાર નથી.

કલ્મહમાં આ જે વાત કહેવામાં આવી છે તે ઘણી મહત્ત્વની છે. જ્યારે કોઈ વ્યક્તિ તેને માની લેશે પછી તે અલ્લાહ સિવાય કોઈને પણ પોતાનું કામ બનાવનાર અને જરૂરિયાત પૂરી પાડનાર નહીં માને. તે અલ્લાહ સિવાય કોઈ બીજાને ફરિયાદ સાંભળનાર અને મદદગાર નહીં માને; કેમ કે બીજા કોઈની કોઈ તાકાત છે જ નહીં. સઘળી તાકાત માત્ર અલ્લાહની જ છે.

વળી તે અલ્લાહ સિવાય કોઈને નફો-નુકસાન પહોંચાડનાર પણ નહીં માને. તેના દિલમાં એનો જ ડર હશે. તે એનો જ વિશ્વાસ કરશે, એનાથી જ અપેક્ષા રાખશે. કેમ કે એ તો પહેલાંથી જ એમ સ્વીકારી ચૂકી છે કે સાચો માલિક તો અલ્લાહ જ છે.

તે અલ્લાહ સિવાય કોઈની પૂજા પણ નહીં કરે, કોઈની સમક્ષ નઝર-નિયાઝ નહીં ધરે. કોઈની સામે શીશ નહીં ઝુકાવે. તે અલ્લાહ સિવાય કોઈની સમક્ષ દુઆ પણ નહીં ગુજારે. કોઈની ઓથ નહીં શોધે અને કોઈને મદદ માટે પણ નહીં પોકારે, કેમ કે ખુદા સિવાય જે પણ છે તે એની પ્રજા છે. કોઈને પણ કાંઈ અધિકાર નથી, પછી તે ફરિશ્તા હોય કે નબી કે વલી.

તે અલ્લાહ સિવાય કોઈને સ્વામી અને શાસક નહીં માને. તેની

નજરમાં અલ્લાહ સિવાય કોઈને આદેશ આપવા અથવા મનાઈ કરવાનો અધિકાર નથી, તેની નજરમાં એ જ કાનૂન સાચો ઠરશે જે અલ્લાહે મોકલેલો હોય. તેના સિવાય ખુદાના કાનૂન વિરુદ્ધ જે કાનૂન પણ હશે એ તે સાચો કાનૂન નહીં માને, કેમ કે તે એમ સ્વીકારી ચૂકી છે કે અલ્લાહ ફકત એક જ છે. તે જ સાચો હાકેમ છે. હકૂમતનો અધિકાર તેને જ છે અને તેના જ કાનૂનનો અમલ થવો જોઈએ.

વળી જે વ્યક્તિ ખુદાને ઈલાહ માની લેશે તે કદાપિ મનસ્વીપણે નહીં વર્તે. અલ્લાહના હુકમની વિરુદ્ધ તે પોતે પણ બીજાઓને હુકમ નહીં આપે. તે અલ્લાહનો બંદો-ગુલામ બનીને રહેશે, બીજાઓને પોતાના બંદા-ગુલામ નહીં બનાવે.

તે પોતાને કોઈ વસ્તુનો માલિક નહીં ગણે; એટલે સુધી કે પોતાના પ્રાણ, પોતાના હાથ-પગ, પોતાની સમજ શક્તિ અને પોતાની બીજી તમામ શક્તિઓને અલ્લાહની શક્તિ ગણશે અને તેમનાથી એની મરજી વિરુદ્ધ કદાપિ કામ નહીં લે.

તેને એ વિશ્વાસ હશે કે મારે એક દિવસ અલ્લાહ સમક્ષ જવાબ આપવાનો છે અને તેણે મને જે કાંઈ આપી રાખ્યું છે તેનો હિસાબ અલ્લાહને આપવાનો છે.

આવી વ્યક્તિ એ જ વાતો પસંદ કરશે જે અલ્લાહને પસંદ હોય અને તે એ તમામ વાતો નાપસંદ કરશે જેને અલ્લાહ પસંદ નથી કરતો. તે હંમેશાં એ ધ્યાન રાખશે કે અલ્લાહ તેનાથી રાજી રહે. તેની સમગ્ર દોડધૂપ પણ અલ્લાહને રાજી રાખવા માટે જ હશે.

તે પોતાના વ્યવહાર, નીતિમત્તા, રહેણીકરણી, ખાન-પાન, આજીવિકા અને રાજકીય બાબતો, ટૂંકમાં જીવનની દરેક બાબતમાં માત્ર અલ્લાહના માર્ગદર્શન પ્રમાણે ચાલશે અને અલ્લાહે જે હુક્મો આપ્યાં છે તેની વિરુદ્ધ કોઈ કામ નહીં કરે.

## કલ્મહનો બીજો ભાગ છે

# مُحَمَّدٌ رَسُوْلُ اللّٰهِ

અર્થાત્ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અલ્લાહના રસૂલ છે. આનો અર્થ એ છે કે અલ્લાહતઆલાએ તમામ માનવીઓને સીધો માર્ગ ચીંધવા માટે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ

વસલ્લમને પોતાના રસૂલ બનાવીને મોકલ્યા.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અલ્લાહના અંતિમ રસૂલ છે અને હવે કયામત સુધી તમામ માનવીઓને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ચીંધેલા માર્ગે જ ચાલવાનું છે.

આ ઘણી મહત્ત્વની વાત છે. જ્યારે કોઈ વ્યક્તિ આ વાતનો સ્વીકાર કરી લેશે ત્યારે તેને એ દરેક વાત સ્વીકારવી પડશે જે અલ્લાહના રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે બતાવી છે.

જ્યારે કોઈ કામ વિષે એ માલૂમ થઈ જાય કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આ કામ કરવાનો આદેશ આપ્યો છે તો મુસલમાને એ જ કામ કરવું જોઈએ. જે કામ અથવા વાત વિષે એ માલૂમ હોય કે તેને કરવાની વહાલા રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે તો એ કામ કદાપિ ન કરવું જોઈએ. હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આદેશ અથવા નિષેધ કે મનાઈ હુકમ પ્રમાણે કોઈ કામ કરવા અથવા ન કરવાને જ પૂરતું ગણવું જોઈએ. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સિવાય કોઈ બીજાના કહેવાથી કામ કરવા અથવા ન કરવાને જરૂરી ગણવું જોઈએ નહીં.

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે જે સાચો માર્ગ ચીંધ્યો છે તેને જ પૂરતો ગણે. ગમે તેટલી મહાન વ્યક્તિ પણ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ ચીંધે ત્યારે એ પદ્ધતિ જો હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હુક્મ પ્રમાણે હોય તો જ એનો અમલ કરે પરંતુ જો એની વિરુદ્ધ હોય તો ન કરે.

જીવનમાં આપણી સમક્ષ ઘણી બાબતો આવે છે. આ પૈકી કેટલીક સારી હોય છે અને કેટલીક ખરાબ. જો કોઈ બાબતરને સારી સમજે તો એટલા માટે સમજે કે અંતિમ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એને સારી ગણાવી છે અને ખરાબ સમજે તો એટલા માટે સમજે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે તેને ખરાબ ગણાવી છે. પછી એ વાત અકીદા-માન્યતા-ને લગતી હોય કે કોઈ કામને. જો તે વહાલા રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હુક્મ પ્રમાણે હોય તો સાચી સમજે અને તેનો અમલ કરે, અને જો હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હુક્મની વિરુદ્ધ હોય તો તેને ખોટી સમજે અને અમલ ન કરે.

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પ્રત્યે સૌથી વધુ પ્રેમ રાખે. પોતાના માતા-પિતા, ભાઈ-બહેન અને સંબંધીઓ કરતાં પણ આપ

સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને વધુ પ્રેમ કરે. દિલમાં પોતાની બિરાદરી કરતાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વધુ મહોબ્બત રાખે. આપ સલ્લલ્લાહુ અલૈહિવસલ્લમની મહોબ્બત પોતાની કોમ અને વતન (દેશ) કરતાં પણ વધુ હોય. કોઈ વસ્તુ ગમે તેટલી સારી જણાતી હોય તો પણ તેની મહોબ્બત હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મહોબ્બત કરતાં વધુ ન હોવી જોઈએ એટલું જ નહીં બલ્કે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મહોબ્બત જેટલી પણ ન હોવી જોઈએ.

જો કોઈ વાત વિષે એ જાણવું હોય કે તે સાચી છે કે કેમ તો તેની ચકાસણી હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આદેશને નજર સમક્ષ રાખી કરવી જોઈએ. જો તે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હુક્મ પ્રમાણે હોય તો તેને સાચી સમજે અને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હુક્મ પ્રમાણે ન હોય તો ખોટી સમજે. ત્યારબાદ એ ખણખોદમાં ન પડે કે વાત સાચી છે તો શા માટે અને ખોટી છે તો શા માટે? તેના માટે તો બસ એટલું જ પૂરતું હોવું જોઈએ કે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે જેને સાચું ઠેરવ્યું તે સાચું છે અને જેને ખોટું ઠેરવ્યું તે ખોટું છે. હા, જો હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ

સિવાયની કોઈ બીજી વ્યક્તિ કાંઈ કહે તો તેની જરૂર ચકાસણી કરવી જોઈએ. તેની ચકાસણી કરવા માટે એ જોવું જોઈએ કે તેણે જે વાત કહી છે તે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આદેશ પ્રમાણે છે કે કેમ ? પછી તેની વાત જેટલા પ્રમાણમાં સાચી હોય તેને સાચી કહેવી જોઈએ અને જેટલા પ્રમાણમાં ખોટી હોય તેને ખોટી ગણવી જોઈએ અને કહેવી જોઈએ. યાદ રાખો ! કોઈ વસ્તુને પારખવા માટેની મૂળ કસોટી અલ્લાહની કિતાબ કુર્આન અને નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સુન્નત છે અર્થાત્ એ વાત અલ્લાહના હુક્મ પ્રમાણે છે કે કેમ અને તેને નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કઈ રીતે કરવાનો હુક્મ આપ્યો છે.